૫૯૫૬

# શ્રી દેવી દર્શણ.

## સ્મરણ પેહેલું.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શેવક. વોરા. કેસરપ્રસાદ મોતીનાંથ.

તથા

શેવક. ગણપતરામ હરગોવિંદ.

અમદાવાદ.

યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૫૦. સને ૧૮૯૪. શ્રાવણ માસ.

કિમ્મત એક આનો.

# ભાગ ૧

# દેવી દર્શન.

## પ્રથમ ગણપતી સ્મરણ.

ગૌરી નંદનરે, ભજમન ગૌરી નંદનરે. ટેક.
ગૌરીનંદન વિશ્વવંદન, ભીડ ભંજનરે. ભજ૦ ૧
વક્ર તુંડં આનંદ કંદં, દુષ્ટને દંડંરે. ભજ૦ ૨
વિઘ્ન ખંડં દારિદ્ર ફંદં, દુઃક્રિત છંદંરે. ભજ૦ ૩
ફરશી ધરણં વિદ્યા વરણં, શિદ્ધિ કરણંરે. ભજ૦ ૪
મોદીક હારં નાગહી ધારં, મંગળ કારંરે. ભજ૦ ૫
મસક વહાનં ભક્ત સાધનં, અખીલ બ્રહ્માનંરે. ભજ૦ ૬
ત્રિલોક વાસં જક્ત પ્રકાશં, રમણીય હાસંરે. ભજ૦ ૭
ધ્યાનહિ ધરણં બાલો શરણં, કરતો સ્મરણંરે. ભજ૦ ૮

## સરસ્વતી સ્મરણ.

સ્તુતી કરુ તારી, શ્રી સરસ્વતી, સ્તુતી કરુ તારી. ટેક.
હંસ વાહની સ્તુતી કરુ મા, આપો મતી સારી. શ્રી૦ ૧
ગુણહી ગાવા અમૃત રસ ચહાવા, રસના વસો મહારી. શ્રી૦ ૨
વાણી મુખમાં રહો મુજ મુસ્તક, મુજ ચીત રહો ઠારી. શ્રી૦ ૩
અમૃત વાણી ગાવા મન આણી, પાવોમૃત મુજ વારી. શ્રી૦ ૪
બ્રહ્મા હરીહર શેવે સચરાચર, સુર મુનીયે ધારી. શ્રી૦ ૫
વિણાજંત્ર ધરી મુખ દો મંત્ર વરી, રસનાયે રહો મારી. શ્રી૦ ૬
દો સુખ સારદા ટાળી આપદા, સંપત દો ભારી. શ્રી૦ ૭
શૃષ્ટી સભામાં વસો જીહવામા, બાલો કહે મારી. શ્રી૦ ૮

## પ્રભાત

આજરે આરાસુર માંહે, આણંદ કરીએ;
ચાચર મા નરનારી આવી, ગરબારે ગઇયે. ટેક.
આજરે અંબા આંગણીયે, આણંદની હેલી;
રુમઝુમ કરતા નાચે રાચે, અંબા અલબેલી. આ૦ ૧
નાગર સાગર ચાચર માહે, રંગે બહુ રમતા;
માજી પાવડીયો પુજીને, આણંદથી જમતા. આ૦ ૨
તાલ મૃદંગ પખાજને વાગે, ભુગળ બહુ વાગે;
તાતા થૈથૈ રુમઝુમ કરતા, અંબાને આગે. આ૦ ૩
શ્રાવણ માસે આસરે આવી, લાવો બહુ લેતા;
કુમકુમ ચોળી બાલો ગાયે, બહુ મુખથી કેતા. આ૦ ૪

## રાગ પ્રભાત.

ઉઠોને અલબેલી અંબા, વાણેલા વાયા;
ચાચર ચોકે ચાલી આવો, શેવક સૌ આવ્યા; ટેક.
ભોર ભયો આ અવની ભાગી, જાગીને જુઓ,
મુખ મલપતુ રાખી માજી, ઊદકથી ધુઓ; ઊ૦ ૧
આંગણીયે આવીને ઊભા, સેવક જન ઝાઝા,
નરનારીને વૃદ્ધો બાળક, ગરીબ ને રાજા. ઊ૦ ૨
કરજોડીને સેવક તમને, પાવલે લાગે;
આણંદી આણંદ કરાવો, મુખેથી માગે. ઊ૦ ૩
પ્રાતસ કાળે પ્રેમ કરીને, દરસણ દો માજી;
કાલાવાલા કરીએ આવી, રાખો ને રાજી. ઊ૦ ૪
વીલંબ થાયે માજી હવા, સહુએ અકળાયે;
મુખ તમારૂ જોવા તલપે, નાગર મળી ગાયે. ઊ૦ ૫

આસંગ આણંદ કરવા આવે, આશ તારી રાખી;
અલબેલી અંબા આગણીયે, ઊભા તમ ઝાંખી. ઊ૦ ૬
દીન દીવાળીનુ મુખડુ જોઈ, મા સરોવર નાહે;
શ્રાવણ કેશ સંગમાં આવી, તમને બહુ ચાહે. ઊ૦ ૭
પાઠ પુજન કરીને માજી, આરાસુર રહીયે;
બાલાજી મા વાણી ગાયે, સુખીયા બહુ થઇયે. ઊ૦ ૮

## રાગ ભેરવો ગરબી.

ચાલો ચાચર, રુમઝુમ કરતા જઇએ આજ. ટેક
શ્રાવણ સંગે આવો ચાલી, ચાચર રહીએ મહાલી;
માન સરોવર સ્નાન કરીને, પારા મધે રહીએ આજ. ચા ૧
પુરણ ગીરી પીઠજ પુજા, કરવા તતબર થઇએ;
કુમકુમ અક્ષત પુષ્પો અર્ચન, કરીને ઠામે જઇયે આજ. ચા. ૨
અર્ધ નીશાયે હવનજ થાયે, કૃષ્ન ચતુરદશી દીને;
પાયસ ઘૃત શ્રીફળ ચુદડીયે, થાયે ગાત્રજ ભીને આજ ચા ૩
ચાચર દીવો થાયે મોટો, જંબે જંબે જન બોલે;
નરનારી વૃધ બાળક સાથે, માથે ઓઢે ડોલે આજ ચા. ૪
નાચે રાતે નાગર ચાચર, શણગાર સજાવી હાથે;
થૈથૈકાર કરે મા સનમુખ, રંગ રંગીલા સાથે આજ. ચા. ૫
વીધ વીધ પાક રસોઈ થાયે, આરાસુરી દરબારે;
સાયંકાળે બાલા આવી, થાળ કરે મા પારે આજ. ચા. ૬
મહા પુજન કરવાને, સાયંકાળે બાલા સાથે;
નાગરો નરનારી સાથે, આરતી કરે બે હાથે આજ. ચા. ૭
પંચ તીરથી પુજા કરવા, જઇએ ઉમંગ આણી;
બાલા સાથે પુજા કરતા, ગાઇએ અંબાની વાણી આજ. ચા. ૮

## લાવણી.

નોકરી કહણ સીંધવાકી,                એ રાગ.
કંકુ કર લલાટમે ભાઈ, કંકુ કર લલાટમે ભાઈ;
માત આજ સૌભાગ્ય રાજ ઊદે કરે મહંમાઈ. કંકુ. ટેક.
કંકુથી કર્મ ઉદે થાયે, કંકુથી.
સચરાચરનુ ભાગ્ય ભક્તિથી કોલ્મીશ દુર જાયે.   કંકુ. ૧
કંકુ નરનારી કરો વહાલુ, કંકુન.
રક્ત રંગથી રંગ ધરે મા પહેરી નવલ સાળુ.   કંકુ. ૨
કુંકુ નહી કપોળ જે થાયે, કંકુ નહી.
કર્મ કુટીલા થાય દોશીલા, તે જન ભટકાયે.   કંકુ. ૩
કંકુથી પુજોને માજી, કંકુથી.
કુમકુમ અક્ષત પુષ્પ સમરગો, તે થાય રાજી.   કંકુ. ૪
કંકુ અક્ષત પુષ્પો લઇને. કંકુઅ.
માત વધાવી લેવો લાવો, આરાસુર જઇને.   કંકુ. ૫
કંકુ બંદગી ભ્રકુટી થાયે, કંકુ બં.
ધ્યાન ધરે શ્રી જગદંબાનુ ત્રણ ભુવન ધાયે.   કંકુ ૬
કુમકુમ સ્વસ્તી મંગળ કારી, કુમ.
અર્ચન ઓછવ મંગળીક સમયે જાય દેવ ઠારી.   કંકુ. ૭
કંકુની નીંદા કરે કોઈ, કંકુની.
બાલાજી કહે કુળમાં તે જન, રહેશે સદા રોઈ.   કંકુ. ૮

## લાવણી.

સૌભાગ્ય ભાગ્ય ઊદે કરવા વીચારો;
આ કુમ કુમ કર લઇ આજ કપોળે ઠારો,   ટેક.
કેસર કસ્તુરી કુમકુમ માજીને વહાલુ;

કાજળ નેનો મા હારી પેહેરે મા  સાળુ,
આ એજ બાનુ સૌભાગ્ય જુગતમાં ધારો.  આ. ૧
સૌભાગ્ય જણાએ કંકુ લલાટે હોયે,
જુગ જાણે મનમા આજ સુકન સૌ જોયે;
દીલ જાની મન લ્યો માની મુખ સમારો.  આ. ૨
સુઘડ નારી જો, હોય સદા કુળવંતી,
એ પ્રાત સમે કરી સ્નાન કંકુ કર ધરતી;
કલ્યાણ કરે જગદંબ એ જનને હજારો.  આ. ૩
શણગાર સજે બહુ અંગ રંગરસ રેલી,
જગદંબ કૃપા સૌભાગ્ય વતી સાહેલી;
બાલાજી વદે કંકુથી કાર્ય સુધારો.  આ. ૪

## પદ.

કેતે ગયા જખમાર, એ રાગ.

કરીએ સદા થેઇ થેઇ, ચાચર કરીયે સદા થેઇ થેઇ,  ટેક.
માન સરોવર સ્નાન કરીને, દ્વીજ દક્ષણા દઈ દઈ.  ચા. ૧
કુમ કુમ ચોળી કેસર ધોળી, પાદુકા પુજો જઈ જઈ.  ચા. ૨
અંબે અંબે મુખથી કહીયે, વારણા કરે લઈ લઈ,  ચા. ૩
ગાન તાન નાટા રંગ કરતા, સનમુખ મા રહી રહી.  ચા. ૪
નરનારી ગરબા સહુ ગાયે, હળી મળી કર સહી.  ચા. ૫
પાઠ પુજન હવન બહુ કરવા, આવો સહુ મન દઈ.  ચા. ૬
નાગર નૃત્ય કરે ચાચર મા, સરસ રાગ ભવઈ.  ચા. ૭
પ્યારે આવી પુજે પાદુકા, બાલાજી મા ગુણ ગઈ.  ચા. ૮

**તું કામણકરી એ રાગ.**

અલબેલી અંબા મહેર દ્રષ્ટીયે ન્યાળો,

તારા છોકરડાને રુદય કમળમા પાળો. ટેક.
તમે કીધા દેવોના કામ હામ પહોચાડી,
કરવાને તતપર થયાછો હોડી સાડી,
મા સિંહ ચડી ત્રિશુળ ગ્રહી સંભાળો. તારા૰ ૧
વળીયાછો વહારે હરીહર બ્રહ્માજીને,
ભંડાસુંર મહીખાસુર રણ્યા ગાજીને,
એ સમે તમે કરી સહાય હેવા દુઃખ ટાળો. તારા૰ ૨
અતી હણ્યા દૈતને દુષ્ટ દાવાદળ ભારી,
સુરપતી સતી મહામુન્યને રાખ્યા ઉગારી,
હવે માત ભાવથી સુખ કરી સંભાળો. તારા૰ ૩
તમે કર્યા અતીસે સુખ ત્રીલોકે વસીયા,
હેવી દયા કરી મમ આજ વહારે ધસીયા,
હવે બાલા ઉપર કરૂણા કરી કષ્ટ ટાળો. તારા૰ ૪

---

**બંસરી બજાઇ આજ રંગસે મોરારી. એ રાગ.**

ભગવતી ભવ ભાગો ભીડ, શરણ હું તુમારી. ટેક.
ભાગો ભીડ ભવની મારી, શરણ રહું ભવાની.
દીનદયાળી દેવી તમે, લીધા દેવ ઉગારી, ભગ૰ ૧
દીનદયાળી દેવી શેવી, જોગી મુની બ્રહ્મચારી.
હરીહર બ્રહ્મ નારદ શારદ, તેને લીધા ઉગારી. ભગ૰ ૨
મારકંડ અમર કીધો, ઉર ભાવ આણી.
મહા મુનીયોને મહેર કરી દર્દ દેહ ટાળી. ભગ૰ ૩
નીપજાવી સૃષ્ટી માજી, સુર મુની નરનારી.

કલ્પવૃક્ષ આપ થયાં, લીધા સૌ ઓધારી. ભગ૦ ૪
આદ્ય અંત્ય મધ્ય સદ્ય, તુજ મા ગણાણી.
સકળ ધારણ ઓધારણ તુ ત્રીપુરા જણાણી. ભગ૦ ૫
સ્મરણસાર ઓમકાર, બીજ ગર્ભ વ્યાપી.
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ, માહી તુજને થાપી. ભગ૦ ૬
અલ્પબુદ્ધિ શુદ્ધ કરી, રુદયે રાખી ધારી.
બાલાજીપર કરુણા કરો, મહેર દ્રષ્ટી હારી. ભગ૦ ૭

---

## લાવણી.

તું કામણ કરી ક્યાં જાયે એ રાગ.

આ રાજનગરમાં રાજધાની રઢીયાળી,
આવો દર્શનને ભદ્રકાળી મહાકાળી. ટેક.
આ રાજધાનીના તખ્ત આવીને બેઠી,
બીરાજ્યા પાવે ધડથી નગરમાં પેઠી;
સોજુગર રાજે કાર્ય કરવા બાળી. આવો. ૧
રાણી સરકારે હાલ રાજ તો કીધું,
અમદાવાદમાં તો કાળીનું નામજ લીધું;
તે થકી સુખીયા થયાછે માત નિહાળી. આવો. ૨
સીખરપર ઘડીયાળીનો ડંકો વાગે,
તે થકી નગરમાં શબ્દ સુણીને જાગે;
આળસ ત્યાગી ઊઠે સહુ નીદ્રા ટાળી. આવો. ૩
મંદીરમાં શોભા અકળકળા ન કળાઇ,
નરનારી વૃધને બાળ, કરેછે વધાઇ;
ગાજતે વાજતે આવી પાડેછે તાળી. આવો. ૪

ત્રિલોચન રક્ત દીસેછે અતી રૂપાળા,
ધરી ખડગ ત્રીશુળ કર માળ મધુના પ્યાલા;
શણગાર સોભીતા પહેરી દીસેછે રૂપાળી. આવો. ૫
હથીયાર ઝાલીને પેરા ભરેછે સીપાઈ,
ફ્રેટ થાયે માજી દરબાર માજી દીલસાઈ;
સાયંકાળે જન લક્ષ આવેછે નીહાળી. આવો. ૬
ભદ્રકાળીનો મહેલ અતી રૂપાળો;
તેમાં રહે કેદી નરનાર વળી ભુપાળો;
જોવાની શોભા અંદર દીસે સારી. આવો. ૭
નીશાળ કચેરી બાગ બંગલા સારા,
આ સહેર તણા સહુ જન આવે એક ધારા;
મા શોભા દેખી બાલો કરેછે ખુશાલી. આવો. ૮

---

### રાગ મોરમનો.

ભાઈ ભજીયે ભદ્રકાળી છે દયાળી,
ભદ્રકાળી છે દયાળી, આજ રાજનગર પ્રતી
પાળીરે, ભાઈ ભજીયે ભદ્રકાળી મા દયાળી. ટેક.
રૂડા રાજ નગરમાં રાજે, માજી આસને બેઠી ગાજે;
ગડીયાળીના ડંકા વાજેરે, ભાઈ ભજીયે૦ ૧
રૂપ શામ વર્ણ શર્ણ સૌ રહેછે, ચાલો જઈયે મનુશ જન કહેછે,
દેવી દરબારે નમીયે નીહાળીરે. ભાઈ ભ૦ ૨
કાળા ગ્રહેની કચેરી પાસે, સહુ રહેછે તે એની આશે;
તેમાં દુખ ના દે મા કાળીરે. ભાઈ ભ૦ ૩
પ્રાત મધ્યાન સંધ્યાએ જાયે, નરનારી પડે માને પાસે.

મોટા લોક રહેછે માને ભાળીરે. ભાઇ ભ૦ ૪
શેવે ખોટું ન થાયે લગારે, વણુ આવેછે અરાડ આ પારે;
તેના કષ્ટ ક્ષપાયે નાખે ટાળીરે. ભાઇ ભ૦ ૫
ભકતી ભાવે ભજો ને ભાઈ, તેની થાયે સફળ કમાઈ;
માના દરશણ કરીયે નીહાળીરે. ભાઈ ભ૦ ૬
દેવી શેવે સદાયે સુખ થાયે, એના ગુણ ત્રીલોકે ગવાયે;
જગ્ત જનુની લેછે સંભાળીરે. ભાઈ ભ૦ ૭
અવીચળ મહાકાળી માતા, હાલ અંગ્રેજ ગુણ એના ગાતા.
બાલો ગાયે એ અમદાવાદ વાળીરે. ભાઇ ભ૦ ૮

### લોચન મનનોરે. એ રાગ.

આઈ આરા તે સુરથી આજ, અંબા અમ ઘેર આવો,
માજી રાખો શેવકની લાજ, અંબા અમ ઘેર આવો. ટેક.
અસાડ આસો માસ મા, વળી મહા ચૈતર માસ;
પુરણ પડવે પ્રાતમા, હું તો રાખુ તમારી આસ. અંબા. ૧
પડવે પુરણ ઇશ્વરી, બીજે બાળા રુપ;
ત્રીજે ત્રિપુરા ટેકમાં, ચોથે ચંડી બીરાજો અનુંપ. અંબા. ૨
પાંચમે પંચે બેનડી, છઠે છબીલી એક;
સાતમે સાત સાહેલડી, અષ્ટમીયે રાખો મુજ ટેક. અંબા. ૩
નોમે નવરાત્રી ખેલવા, યોગણીયો સહુ સાથ;
દસે દીન આણંદમા, આવી બાલાને દ્યો શીર હાથ. અંબા. ૪

### રાગ બનજારો.

તુને શેવે છે જન લાખો, સંભાળ હમારી રાખો, ટેક.
તુને શેવે સુર મુની ગ્યાની, તેની વહારે ચડયા છો
ભવાનીરે, તે તો વેદ પુરાણે શાખો. સંભાળ. ૧

સત યુગમા શ્રી તું દેવી, દ્વાપરમા દેવે શેવીરે;
ત્રેતાયુગે સરવને ઝાંખો, સંભાળ. ૨
કળી કાળે કળા ન કળાઇ, રાજા રંક રહ્યા સહુ ધાઇરે;
તેના દુઃખ તે કાપી નાખો, સંભાળ. ૩
તુને શેવીને પાવલે લાગે, બાલો ચરણમાં રહેવા માગેરે;
સુખ આપવા અમી દ્રષ્ટ દાખો, સંભાળ. ૪

---

### કહું શું નસીબે, એ રાગ.

હું શરણાંગત તારો કહેવાયો, ચાચર આવીને પાલવ સાહ્યો. ટેક.
ચાચર ચોકે ચાલીરે આવું, તમ પ્રતાપે હું આજ છપાયો. હું. ૧
આગત સ્વાગત તારાથી થાયે, સંસાર સઘળો તમથી રહેવાયો; ૨
આ ભવ સીંધુ બુડી રહ્યોછુ, પાર ઉતારો તો સરવે કમાયો. હું. ૩
ચરણે પડીને બાલો રહ્યોછે, તમારી દયાથી સહુ શોક સમાયો. હું ૪

### રાગ ઉપર પ્રમાણે.

શરણ પડયાને મા શુંરે સંતાપો,
જનમ જનમ છો તમે મા બાપો. ટેક.
આવીને દ્વારે ઉભા તમારે,
કાપો કુબુદ્ધિને જન્મના પાપો. શરણ૦ ૧
જેવો તેવોછું માજી તમારો,
કેમ સહેવાય છે અમારા અદાપો. શરણ૦ ૨
શરણાંગતને સાહ્ય કરો મા,
રૂદયકમળ જપીયે તમ જાપો. શરણ૦ ૩
હદવળી હવા આદ્ય ભવાની,
આ દુઃખ ડુંગર દાસના કાપો. શરણ૦ ૪

વિના તમ કષ્ટ આ કોનેરે કહીયે,
આવીને સનમુખ કરીયે અલાપો. શરણ૦ ૫
પુરણપીઠ હું આવીને પુજુ,
દાસનાં દોહેલાં દુઃખજ કાપો. શરણ૦ ૬
અમીદ્રષ્ટી કરી અમૃત ઢાળો,
ટાળો માજી મુજ નેત્ર અંધાપો. શરણ૦ ૭
સુખ સંપત મા આપો ભવાની,
ચરણ કમળ મા બાલાજી થાપો. શરણ૦ ૮

---

### રાગ મોરમનો.

આજ અંબે અંબે કહીયે આણંદમાં,
અંબે કહીયે આણંદમાં, આવી ફરીયે માજી કેરા ખંડમાંરે.
આજ અંબે અંબે કહીયે આણંદમાં. ટેક.
પુજી પારોને લહાવો લઇયે.
આવી આરા તે સુરમાં રહીયે,
ગુણ ગાઈ ફરીયે માના ફંદમાંરે. આજ૦ ૧
ચોક ચાચરે ગુણલા ગાવા,
જઇયે માનસરોવર નાહાવા,
કાયા થાયે સફળ કોટી કંદમાંરે. આજ૦ ૨
પુરણપીઠે તે પાવલેં લાગો.
મુક્તિ પદનિ વૃતિ મુખે માગો,
નરનારી આવો લાવણ સંગમાં રે. આજ૦ ૩
હળી મળીને ચાચર આવો,
સૌભાગ્યપદ લેવાને લાવો,

બાલો પારે ફરે માજીના છંદમાંરે. આજ૦ ૪

## રાગ ઉપર પ્રમાણે.

માન માનરે માન તુ મુરખા ભવાની.
માન તુ મુરખા ભવાંની, તારી સુખી દેહેજ થવાનીરે; ટેક.
સાર સમજીને રહેને ઉપાશી, શુ ભટકે છે થઇને નીરાશી;
થાવા ચાહે જો સુખ માજી ગાનીરે. મા. ૧
બ્રહ્મ વિષ્ણુ ને રુદ્ર ગુણ ગાયે, ક્રોડ તેત્રીશ માજીને ચાહે;
મુળ મંત્ર જપે છે માળ માનીરે. મા. ૨
ઊમર એળે ગમાવીશ આજે, તેથી સરસે નહી કાંઈ કાજે;
ત્રણ લોકમાં એની છે મેરબાનીરે. મા. ૩
આવ્ય આરાસુરી દરબારે, જગત રહ્યું છે એને આધારે;
બાલો કહે છે લે વાત ચીત માનીરે. મા. ૪

---

## મોરમ ગરબી.

થાય થાયરે ચાચર મા થેઈ થેઈ થાયે,
ચાચર મા થેઈ થેઈ થાયે, જૈ માન સરોવર નાહેરે, થાય. ટેક.
વાગે તાલ મૃદંગ પખાજો, મળ્યા નાગરો સરવે સમાજો;
કરે શબ્દ મધુરા અવાજોરે, થાય. ૧
તાન માન ગાન કરતા ઊમંગે, નરનારી વૃદ્ધ બાળ સહુ સંગે;
નાચે કુદેને બહુ રહે રંગેરે, થાય. ૨
શણગાર પહેરી મંડપ આવે, સનમુખ મા લાડ લડાવે;
ગુણ અંબાતણા ગવડાવેરે. થાય. ૩
કરવાને કાયા સુધ જાયે, પ્રાત સમે મા સરોવર નાહે;
પાઠ માજીના વિપ્ર સહુ ગાયેરે, થાય. ૪

થાળ આરતી કરે બાલો પારે, હૃદય કમળ મા માજીને ધારે;
વરસ નીમે આવે આરાસુર દ્વારેરે, થાય. ૫
પાંચ સાત નવરાત સહુ રહીને, નાટારંગ કરે માજીને કહીને;
કરે અરજી અજાવ પાસ જઇનેરે, થાય. ૬
પંચ તીરથી કરવા સૌ પળાયે, યાત્રા પુરણ કરવાને જાયે;
જઈ અજાવ્ય માનો પાલવ સાહેરે, થાય. ૭
બાલાજીયે તે શીર કુંભ લીધો, દંડવત અજાવડીને કીધો;
ચાચર આવી લાવ માનો લીધોરે, થાય. ૮

### ગોરધાશેરે એ રાગની ગરબી.

મહંમાયારે, મુજને તેડો પાસે, મા મહેર કરો તો અવાશે;
મહેર દ્રષ્ટીરે, કરો તો પુજન થાશે, તો ગુણ તમારા ગવાશે. ટેક.
વર્ષ એક પારે તેડોરે, મારો પાર ઉતારીગે બેડોરે;
નષ્ટ માયાનો કરીયે નીવેડોરે, મુજ નેહડોરે;
રાખીયે શ્રાવણ માસે, મા મહેર. ૧
આરાસુરીરે, અંબા આણુંદ લાવો, લઇએ લાખેણો લાવો;
પુરો આશારે, તમપર મારો દાવો, આપોને અમૃત માવો;
ઝમાવો જુગમાં મુજનેરે, હમે આવીને કહીએ તુજનેરે;
પુર્ણ પીઠેશ્વરી છો પુજનેરે, દુર્જનથીરે, કેમ દુરબળ રહેવાસે,
મા મહેર. ૨
તુજ શરણેરે, રહીએ માજી આવી, સંસારમા રાખો નીભાવી;
કર કરૂણારે, કૃપા દ્રષ્ટી મન લાવી, દુઃખ દેહના દઇયે દબાવી.
સુખ સંપત આપો માજીરે, તારા દાસને રાખો રાજીરે;
તમ પ્રતાપે રહુંછું ગાજીરે, મા રાજીરે, કરોતો સુખથી અવાશે. મા મે. ૩
આદ્ય અંબારે, દેવ દેવાદી દેવી, સુર મુની સદાયે શેવી;

તમ પાદુકારે, પુજીને આસીકા લેવી,વાત શીશ નમાવીને કહેવી;
હમે પારે આવીને રહીશુંરે, દુઃખ દેશો તો સરવે સહીશુંરે.
ચરણ પડી અટપટુ કહીશુંરે, અદાપોરે, બાલો કહે એક સાસે.
મા મહેર. ૪

## વધામણાની દેશી.

શ્રી ગણપતને પાયે લાગુરે, નમુ સુરજ રંનાદે એ રાગ.
શ્રી ગણપતને પાયે લાગુરે, નમુ અલબેલી અંબા;
હુતો મન વાંછીત ફળ માગુરે, નમુ અલબેલી. અંબા. ૧
મારી માત સુણો મુજ વાંણીરે, નમુ અલબેલી અંબા. ૨
મુને દાસનો દાસ મા જાણીરે, નમુ અલબેલી અંબા. ૩
હુંતો તારા દરસણનો છું ભોગીરે, નમુ અલબેલી અંબા. ૪
છું જનમ તણો હું રોગીરે, નમુ અલબેલી અંબા. ૫
રહુ આશ ધરીને હું તારીરે, નમુ અલબેલી અંબા. ૬
મુને આભવ રાખો ઊગારીરે, નમુ અલબેલી અંબા. ૭
આ શરણે તારે આવુરે, નમુ અલબેલી અંબા. ૮
બહુ વિધ પુજાપો લાવુરે, નમુ અલબેલી અંબા. ૯
આવી અરપું તમને રે, નમુ અલબેલી અંબા. ૧૦
દો દરસણ માજી હમને રે, નમુ અલબેલી અંબા. ૧૧
શાવણ સંગમાં આવીરે, નમુ અલબેલી અંબા. ૧૨
પીઠ પુજું મન ભાવીરે, નમુ અલબેલી અંબા. ૧૩
શુભ ક્રશ્ન પક્ષ રસાળીરે, નમુ અલબેલી અંબા. ૧૪
ચૌદસે થાયે દીવાળીરે. નમુ અલબેલી અંબા. ૧૫
અર્ધ નીસા સમે આજેરે, નમુ અલબેલી અંબા. ૧૬
હવન થાયે સહુ કાજેરે, નમુ અલબેલી અંબા. ૧૭

નાગર નવરા લોકમારે, નમુ અલબેલી અંબા. ૧૮
રમેછે ચાચર ચોકમારે, નમુ અલબેલી અંબા. ૧૯
કરેછે થઈ થઈ રાતેરે, નમુ અલબેલી અંગા. ૨૦
આવીને નાગરી નાતેરે, નમુ અલબેલી અંબા. ૨૧
નરનારી વૃધ બાળનેરે, નમુ અલબેલી અંબા. ૨૨
તેની લ્યો સંભાળનેરે, નમુ અલબેલી અંબા. ૨૩
પુજન પાઠ કરે પારેરે, નમુ અલબેલી અંબા. ૨૪
આહ્રદય કમળમાં ધારેરે, નમુ અલબેલી અંબા. ૨૫
આરતી કરે રંગ ભેરરે, નમુ અલબેલી અંબા. ૨૬
થાયે તમ થકી લીલા લહેરરે, નમુ અલબેલી અંબા. ૨૭
થાળ કરે બહુ વીધરે, નમુ અલબેલી અંબા. ૨૮
નવ નૈવેદ બહુ વીધ કીધરે, નમુ અલબેલી. અંબા. ૨૯
જેજેકાર કરે મુખથી રે, નમુ અલબેલી અંબા. ૩૦
મંડયા રહે સહુ સુખથીરે. નમુ અલબેલી. અંબા. ૩૧
બાલાજી રાજી થાયછેરે, નમુ અલબેલી અંબા. ૩૨
તે સાથે નાગરો ગાયેછેરે, નમુ અલબેલી અંબા. ૩૩

---

પ્રથમ શ્રી ગુરૂ પદ પ્રણમુ પ્રીતે. એ રાગ.

પ્રથમ શ્રી ગણપતી પ્રણમુ નીત્યે, શ્રી સરસ્વતીને હુ નમુરે.
વિધન હરણ કરવા વર માગીને, વાણી રસે ગાવા ને ભમુરે; ૧
અંબા અંબા કહી આણંદ કરવા, આરાતે સુરમાં આવીયેરે.
પુરણ પીઠ પ્રક્રમાં કરીને, ઊંમરે શીશ નમાવીયેરે. ૨
માન સરોવર સ્નાનજ કરીને, નીરમળ દેહ કરી નાખીયેરે;
આવી આરામાં આસન વાળી, પુજા કરી માને ઝાંખીયેરે. ૩

આણંદ ઓછવ કરીયે આરાસુર, શાવણ કેરા સંગમાંરે;
નાગર નારાયણીના પ્રતાપે, આવીને રહેછે ઊમંગમાં રે. ૪
તાતા થૈ થૈ કરે નર નાગર, નારીયો ગરબા ગાયછે રે;
પાઠ પુજન અંબામાના કરેછે, દ્રીજ સરવે મન ચાયછે રે. ૫
શાવણ ક્રશ્ન પક્ષ ચતુરદશીયે, સંગ સહુ જન આવીયારે;
નરનારી વૃધ બાળક સહુ જન, નીરખી માને મન ભાવીયારે. ૬
હવન કરે બાલાજી આજે, સનમુખ અર્ધ નીશા સમેરે;
પાયસ ધૃત ચીર ચુદડી શ્રીફળ, હોમે તે અંબા માને ગમેરે. ૭
થાળ આરતી સાયંકાળે, નાગર સાથે મળી કરેરે;
લ્હાવો આણંદ ઓછવ આરાસુર, કરી ચાચરે બાલો ફરેરે. ૮

---

## ગરબી.

આવીછે બાણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન. એ રાગ;
આવીયે અંબાને આંગણે રે, આણંદ કરવા અપાર.
પુરણ ગીરી પીઠનેરે, નમીયે બહુ વાર. ૧
આણંદ ઓછવ આંગણેરે, તતબર સૌ થાઓ;
ચાચર ચોકમાં હળી મળીરે, માના ગુણલા ગાઓ ૨
રંગે ઊમંગથી સંગમાંરે, આવીયે સહુ જંન;
નીરખીયે અંબાને આવીનેરે, રાખી એકજ મંન. ૩
પ્રાત પ્રદક્ષણા કીજીયેરે, કરી નીરમળ કાય;
આવી જુગદંબાને જાચીયેરે, સુખડા બહુ થાય. ૪
કરીયે પુજા માની પાવડીરે, કુમ કુમ કેસર સાર;
અબીલ ગુલાલ અગર ધુપથીરે, છે નૈવેદ. અપાર. ૫
કુમકુમ ચોળી કપાળ મારે, ફરીયે ચાચર માંહે.

ગાઇયે ગુણ અંબા તણારે, હળી મળીને ત્યાહે. ૬
અષ્ટમાં સીદ્ધ નવ નીધથી રે, માજી ભરે ભંડાર;
આપે સૌભાગ્યને બહુ પુત્રનેરે, અંન ઊદર અપાર. ૭
પ્રત્યક્ષ પારખુ પીઠમાં રે, કળી નવ્ય કળાય;
સનમુખ આવી નમે નીરખીરે, બાલો મુખેથી ગાય. ૮

---

જનરખરાયનેરે માંડવે. એ રાગ.

હરખી નીરખીને આવીયા, કરવા આણંદ આજ;
અંબા માજી મન ભાવીયા, રાખો શેવકની લાજ. હરખી. ૧
સુખ દુખ કેવાને કારણે, આવ્યા ચાચરમાં લોક;
અંબા અંબા કહી મુખથી, મળીયા નરનારી થોક. હરખી. ૨
નમીયે નારાયણી નામને, ગાયે ગુણ ગંભીર;
ધારણ ધરીયેરે મા હમે, પાઓ અમૃત નીર. હરખી. ૩
અંબા બહુચરને કાળીકા, તુળજા તોતળા અજાઈ;
હર સીધી સીંધવાઇ અરબદા, ચોસઠ જોગણીને ગાઇ હરખી. ૪
આપ સવાઇ છો અંબીકા, જાયુ ત્રીલોક સર્વ;
પાળી પોશી મોટા કર્યા, ઉતાર્યા દુષ્ટોના ગર્વ. હરખી. ૫
પ્રૌઢ પરાક્રમ બહુ કર્યા, ગણુતા નાવે મા પાર;
તમને કેઈ પેરે વર્ણવું, તમારા ગુણ અપાર. હરખી. ૬
પાલવ વળગ્યો હેતું જાણીને, કૃપા કરીયે મા આજ;
આજ ઘડીછે આણંદની, છો મહારાજા ધીરાજ. હરખી. ૭
બાલો વહાલો કરી પાળીયે, વળગી પાલવ ગાય;
દયાળી દીન હવે વાળીયે, લળી લળી લાગુછું પાય. હરખી. ૮

---

## વધામણુ.

આજ આણંદ મારે અંગેરે, આવીયા પારે સહુ સંગેરે. ટેક.
અંબાજીરે, અંબા અંબા સહુ કરીયેરે, ધ્યાન તમારૂ મન ધરીયે. આ.
અંબાજીરે, આજ વધાવો દેવા આવ્યારે, પુજાપો બહુ વીધ લાવ્યારે. આ.
અંબાજીરે, આવી દરશણ તમારા કીધારે, લાખેણા લાવા બહુ લીધારે. આ.
અંબાજીરે, નર નારી વૃધ ને બાળારે, આવીયા દ્વારે સર્વ પાળારે. આ.
અંબાજીરે, સનમુખ ઉભા તારે પારેરે, નીરખ્યા સહુએ નર નારે. આ.
અંબાજીરે, પુજા આરંભીએ પ્રીતેરે, અરચન કરવા માંડયુ રીત્યેરે. આ.
અંબાજીરે ઉદક ચડાવીએ ચરણેરે, મંત્ર ભણી સહુ વર્ણેરે. આ.
અંબાજીરે કુંકુમ અક્ષત ફુલ સાથેરે, ચડાવીયે બેઉ હાથેરે. આ.
અંબાજીરે અબીલ ગુલાલ અરગચારે, સીંદુર સરવોશધી અરપતારે. આ.
અંબાજીરે અગર તગર ધુપ કરીયારે, માજીને ચરણે આવરીયારે. આ.
અંબાજીરે ધૃત દીપો સળગાવીરે, જોસો તે સહસ્ત્ર અર્ક ભાવીરે. આ.
અંબાજીરે ગુલાબ જળ અત્તર સાથેરે, છાંટીઆ મા અંગે માથેરે. આ.
અંબાજીરે નૈવેદ અવનવા કીધારે, વીવીધ મેવા પકવાન લીધારે. આ.
અંબાજીરે ખટરસ અમૃત માંહેરે, આઈ અંબા બીરાજે જાહેરે. આ.
અંબાજીરે સુવર્ણ થાળ મંગાવીરે વીવીધ નૈવેદ માંહી પુરાવીરે. આ.
અંબાજીરે આરોગાવે કરી ઝાંખીરે, માતાજી સનમુખ રાખીરે. આ.
અંબાજીરે આરતી કરી લે વારણારે, નરનારી બાળકો ઘણારે. આ.
અંબાજીરે તૃપ્ત થઇ આણંદ કીધોરે, માજીએ શીર હાથ દીધોરે. આ.
અંબાજીરે મંત્ર પુષ્પાંજળી કીધીરે, જ્વાળાની આસીકા લીધીરે. આ.
અંબાજીરે હળી મળીને પાવલે લાગેરે, સૌભાગ્ય બાલો મુખ માગેરે. આ.

### ગરબો.

મા આરાસુરને આરે જો, મા કૃપા કરી અંબાયેજો. ૧

મા કૃપા કરી કેમ જાણી જો, મા વાવ્ય સરોવરે પાણીજો. ૨
મા અતી વરસાદ મા અંદવા, મા આરે બંધાયા ચંદવા. ૩
મા આરે આણંદની હેલી જો, મા મળી ચાચર સાહેલી જો. ૪
મા ગરબા ગાયે નરનારી જો, મા શોભા બની બહુ સારી જો.૫
મા કુમકુમ કેસર ચોળી જો, આરાસુરી અંબા ભોળી જો. ૬
મા સંગ ભરાયો સારો જો, મા આવે જન હજારો જો. ૭
મા આરે ઓછવ થાય જો, મા ગુણલા સરવે ગાય જો. ૮
મા માન સરોવર નાહીયે જો, મા અજાવ્ય દરશણ જઇયે જો.૯
મા આરામાં ધ્યાન ધરીયે જો, મા પુજન પાદુકાનુ કરીયે જો.૧૦
મા પારે હવન થાય જો, મા ખીર ચુદડી ઘી હોમાય જો. ૧૧
મા થાળ આરતી કરતા જો, મા નાગર બ્રાહ્મણ જમતા જો.૧૨
મા બ્રાહ્મણ હેવા ઠગણા જો, મા જમીને માગે દક્ષણા જો. ૧૩
મા બહુ વીધ વીધના શાક જો, મા બ્રાહ્મણ જમે દુધપાક જો.૧૪
મા ચાચર માઢ હવેલીયો જો, મા બ્રાહ્મણ જમે જલેબીયો જો.૧૫
માયે શણુગાર સજીયાં અંગે જો, મા બ્રાહ્મણ જમી રહે રંગે જો.૧૬
મા શાવણ માસે આવું જો, ગુણલા માજીના ગાવું જો. ૧૭
મા ચાચર ફેરા ફરીયે જો, મા ભવ સીંધુ બહુ તરીયે જો. ૧૮
મા આરે મળી સહુ ગાઇયે જો, મા ચરણોદક શીર લઇયે જો.૧૯
મા ચરણોદક સીર લઇને જો, મા અરજી અંબાને કહીને જો. ૨૦
મા ભાગ્ય સૌભાગ્ય વર લઇયે જો, મા સનમુખ ઉભા રહીયે જો.૨૧
માના ગુણ સનમુખ ગાય જો, મા બાલાને કરજો સહાય જો ૨૨
મા બાલા કેરી વાણી જો, મા છોરૂને લેજો સંભાળીજો. ૨૩
મા કર જોડી શીર નામે જો, મા બાલો પરમ પદ પામે જો. ૨૪
મા ગરબો જે આ ગાશે જો, મા જન્મ મરણ દુઃખ જાશે જો.૨૫
મા જનમ ધરી એક વારે જો, મા આરાસુર આવો પારે જો. ૨૬

## ગરબી.

સનખનપુરની રાણીરે, જાણી બધા૦ એ રાગ.

સુજની સંપ કરીને, આરાસુરમાં રહીયે. ટેક.

આરામાં અંબા આઈ બીરાજે, લઠકતે લટકતે જઇએરે, સુ. ૧
સુંદરી સુંદર મુખપર મોહ્યાં, દેવી દેવાંગના કહીયેરે, સુ. ૨
આજ આણંદનો કંદ ઉદે છે, ધ્યાન માતાજીનુ ધરીયેરે, સુ. ૩
ભવ ભવ ભટકતા પાર ન થાયે, ગાઇયે સદા સુખી થઇયેરે, સુ. ૪
દેહ ધરીને દેવી ના નીરખ્યા, એક વાર આસીકા લઇયેરે, સુ. ૫
જનમ ધરીને જાણ્યાં છે જનુની, ઇંદ્રવિદ્યાએ અંબા શેવીરે. સુ. ૬

આશીકા લેવાને આવોરે, સુજની હેત ધરીને. ટેક.

આશીકા લેવાને આવો આરાસુર,
સફળ કરો જનમારોરે, સુજની હેત ધરીને. ૧
ભાવે કુભાવે ભગવતી શેવો,
મીઠો દીઠો લાવ લેવોરે, સુજની હેત ધરીને. ૨
દામણે વળગીને ના રહુ અળગી,
સગા સહોદર સાથેરે, સુજની હેત ધરીને. ૩
હઇયે આરાસુરી રાખોને બાળા,
બહુચર કાળી માથેરે, સુજની હેત ધરીને. ૪
સાર સંસારમાં છેરે આઇનો,
આરામાં આવી નીહાળોરે. સુજની હેત ધરીને. ૫
શ્રી સંઘ કેરા સાથમાં જઇયે,
લઇયે હેબોડા ચીત ઠારીરે, સુજની હેત ધરીને. ૬
ચાચર ચોકે ને ફુદડી ફરતે,
ગાયે છે ઇંદ્ર વિદ્યા ગવરીરે, સુજની હેત ધરીને. ૭

## ગરબી.

નીરખુંરે લટકે, નારાયણી નીરખુરે લટકે. ટેક.
અદભુત આનંદ રૂપ હુ જોઉ, માજી મા ચીત અટકે. ના. ૧
અદભુત અંગે આભુશણ દીપે, સુંદર વદન ચળકે. ના. ૨
સરવ શરીરે ઘરેણા અમુલ છે, જોવા મન ખટકે. ના. ૩
નીરખંતા નીરખંતા હુ આવી, મારૂ દુખ કાપ્યું ઝટકે. ના. ૪
મોહ મદીરા હુ પીને થઇ ગઇ, ચાચર ચીત મટકે. ના. ૫
આવી આરાસુર હુ ઇંદ્ર વિધા, ચીત તમ મા ભટકે. ના. ૬

---

મોહ મદીરા પીધી, અંબા જોઈ, મોહ મદીરા પીધી. ટેક.
ભાવ ધરીને ભગવતી ભાવે, આવી પુજા કીધી; અંબા. ૧
ગાન કરી પુજન બહુ કીધા, ઉપચાર બહુ વીધી, અંબા. ૨
માયા વળગી અળગી ન રાખી, આપી સકળ સીધી; અંબા. ૩
પારે આવી ઇંદ્ર વિધાગવરી, શીર આસીકા લીધી. અંબા. ૪

---

## ગરબી.

માધવ મળવાને આવો એ રાગ.

સુંદરી સુંદર મુખ જોયું. ટેક.
સુંદરી સુંદર મુખડુ ભાળુ, હૈયે ઉલ્લટથી હું ન્યાળુ,
માજી માથે પહેરયાં નવરંગ સાળુરે. સુંદરી૦ ૧
મા આસન બેઠાછો માડી, અદભુત હોડીછે સાડી,
જળહળ જોતો બળે વહાડી રે. સુંદરી૦ ૨
માથે હીરા મુજટ મણી શોભે, જોવા મનડા બહું બહું લોભે,
સુરીજન મુનીવર ત્યાં થોભે રે. સુંદરી૦ ૩

પહેર્યા કલા કંકણુ ને કાંબી, હીમોની શેરો ઘણી લાંબી,
કપોળે તીલડી ખુબ દાબી રે. સુંદરી૦ ૪
કળાપુલ કાને મા લળકે, મોતીની વાળી નાકે ઝળકે,
જડાઓના હાર કંઠે ખળકે રે. સુંદરી૦ ૫
માયે રૂપો સુંદર બહુ ધરીયા, શેવકોના કામો બહુ કરીયા,
ચાચર આવી માજી મા ઠરીયા રે. સુંદરી૦ ૬
પુરાણો વેદ માને ગાયે, પાલવ દેવ આવીને સહાયે,
માજી મા ત્રીભોવનની રાયે રે. સુંદરી૦ ૭
આવીનેરે સનમુખ ગુણુ ગાયા, ઈંદ્રવિધા ગવરીને લાગી માયા,
માજી મારી હમને કરો છાયા રે. સુંદરી૦ ૮

## ઉપર પ્રમાણે.

ચાચર રમવાને આવું. ટેક.
રમવા આવો ચાચર માજી, ગડગડ રહોછો અંબે ગાજી;
સહુજન કરીયાં મા રાજી રે. ચાચર૦ ૧
થકાર થઇ રહ્યોછે રંગમાં, આવું હુંતો શાવણુના સંગમાં,
ગુણ ગાઉ મંડપ ઉમંગમાં. ચાચર૦ ૨
નારી નર બાળ ગમે તુજને, ઉલટ થાયે રમવા મા મુજને,
આશીકા લેવા આવું તુજકને રે. ચાચર૦ ૩
ગુણુલા ગાવા ઉમંગ થાયે, સનમુખ આવી પડુ પાયે,
જઇને માનસરોવર નાહેરે. ચાચર૦ ૪
આરાસુર મેદની ઊભરાઇ, ગાવું ગાવું સરવે કરે ભાઇ,
મળી ગયા ગાવાને કર સાહીરે. ચાચર૦ ૫
ગુણુલા ગાવા તે અકળાયે, દરશણુ દેજો આવી મોરી માયે,
આણુંદ ઓછવનો મહીમાયેરે. ચાચર૦ ૬

આરાસુર આવુ સ્વામી સાથે, રાખુ આશ તમારી માથે,
પુજન કરૂંછું સહુ સંગાથેરે. ચાચર૦ ૭
હંબોડા લઇયે સહુ નારી, લટકે આવી મળી બેનો સારી,
તાળી લઈ ગાયે દીલ હારી રે. ચાચર૦ ૮
વાંકીવળી મુખ સામુ જુવે, પાલવે પરશેવા લુવે,
દેહતણા દુઃખડાં સહુ ખુવે રે. ચાચર૦ ૯
પાલવ એકએકના ઝાલે, મંડપ આવી સહુ સાથે મહાલે,
કુમકુમ કીધાં કપોળ ગાલે રે. ચાચર૦ ૧૦
હેવી શોભા દીઠી બહુ અહીયે, આવી તારે શરણે નીત રહીયે,
સુખ દુઃખ આવીને કહીયે રે. ચાચર૦ ૧૧
દાસની દાસ માની દાસી, આણંદે ઈંદ્રવિદ્યાયે ઉપાસી,
અંબામાજી તમેછો માત ને માસીરે. ચાચર૦ ૧૨

---

લાડણી લાવું એ રાગ—ગરબી.

આસો માસના દીન મારે, અંબા આવો.
માજી રાજી કરો આધીન, નવ દીન રાતમારે, અંબા આવો. ૧
પુરણુ પડવે પ્રેમથીરે, અંબા આવો,
હું રાખુ હમારે ઘેર, નવદીન રાતમારે. અંબા આવો. ૨
બીજે બાળા બાઇરે, અંબા આવો,
લાવોરે લાખેણીયો માત, નવ દીન રાતમારે. અંબા આવો. ૩
ત્રીજે ત્રિભોવન રાણી રે, અંબા આવો,
સાથે તેત્રીસકોટી દેવ, નવ દીન રાતમારે. અંબા આવો. ૪
ચોથે ચંડી ચોકમાંરે, અંબા આવો,
બની ઠણી કરોને શોખ, નવદીન રાતમાંરે. અંબા આવો. ૫

પાંચમ પુરણ પ્રેમથી રે, અંબા આવો,
ગાયે ગુણ તમારા લોક, નવદીન રાતમાંરે. અંબા આવો. ૬
છઠે છબીલી શોભતી રે, અંબા આવો,
જળહળતી જોત પ્રકાશ, નવદીન રાતમાંરે. અંબા આવો. ૭
સાતમે સરવે તેડીને રે, અંબા આવો,
હળીમળીને કરજો હાશ, નવદીન રાતમાંરે. અંબા આવો. ૮
અષ્ટમી અષ્ટ ભુજા બની રે, અંબા આવો,
કરવા છે અમૃત હોમ, નવદીન્ રાતમાંરે. અંબા આવો. ૯
નવમી નવનીધ નૈવેદ કર્યું રે, અંબા આવો,
જમીયાછે નારી નર બાળ, નવદીન રાતમાંરે. અંબા આવો. ૧૦
દસમે આશીકા લઇને રે, અંબા આવો,
હમને થાય લીલા લહેર, નવદીન રાતમાંરે. અંબા આવો. ૧૧
સ્વામી સાથે ગુણ ગાઊ રે, અંબા આવો,
લાગે ઈંદ્ર વિઘા પાય, નવદીન રાતમાંરે અંબા આવો. ૧૨

### ગરબી.

તમે આણંદે ઘેર આવો, માત ભવાનીરે. એ રાગ.
ધન ધન આજુનો દિન દેવી દયાળીરે,
મુને આણંદ ઊપન્યો મંન, દેવી દયાળીરે; ૧
મુજ આણંદે ઘેર આવો. દેવી.
તમારા બાળને લાડ લડાવો, દેવી. ૨
તુતો ચૌદ ભુવનની માતા, દેવી.
તુને પુજે થાય સુખ સાતા, દેવી. ૩.
તારે પારે આવે બહુ લોક. દેવી.
તેના દુરજ થાય સહુ શોક. દેવી. ૪

હુંતો આઇને શરણે લાગુ, દેવી.
મન વાંછીત ફળને માગુ, દેવી. ૫
આ અવસર આણંદ કરીયે, દેવી.
મારા સરવે દુઃખડાં હરીયે, દેવી. ૬
આવીને ચાચર ગાઊ, દેવી.
હુંતો બહુ વીધ મેવા લાવું દેવી. ૭
કુમ કુમ અક્ષતે વધાવુ, દેવી.
તમ ચરણે રહેવા ચાહુ દેવી. ૮
જોડી ના દેશો તોડી, દેવી.
મારામાં બુધી છે થોડી દેવી. ૯
આ વધાવો દઇને જઇયે, દેવી.
ચરણોદક રજ શીશ લઇયે, દેવી. ૧૦
સૌભાગ્ય ભાગ્યમા રાખો, દેવી.
અમી દ્રષ્ટી કરી મુજ ઝાંખો, દેવી. ૧૧
હું ચાચર આવુ દોડી દેવી.
સુર્ય વિદ્યાને ન દેશો છોડી, દેવી. ૧૨

---

## ભુજંગી છંદ.

અહો માત આરાસુરી અંબે અંબે, કરૂછું પ્રણામો કરી કર લંબે;
કરે સેવના તાહરી મા કૃપાળી, ભાગો દુઃખ ભકતો તણાં મા દયાળી. ૧
રૂડું રાજનગરનું આજ ચાલે, તારા ભક્તને દેખી તું નિત્ય પાળે;
વળી ગુણ તારા એ કેહેછે મયાળી, ભાગો દુઃખ ભક્તો તણાં મા દયાળી. ૨
તારા ભક્તને હુજ શરણે રહુંછું, વળી મુખથી અંબે અંબે કહુછું;
દીઠા ભક્ત અંબા તણો મે નીહાળી, ભાગો દુઃખ. ૩

બાલાભાઇનાં દુઃખ માજી હરેછે, રૂદે ચીંતવ્યું કામ માજી કરેછે;
ધરે ધ્યાન જયારેજ આસનવાળી, ભાગો દુઃખ. ૪
આપો પુત્ર માજી ચીરંજીવી રેવા, મારા દુઃખની વાત માજીને કહેવા;
તમો માજીના ભક્તને રાખો ન્યાહાળી, ભાગો દુઃખ. ૫
ભક્તો તણી વિનતિ થોડી કહુછું, વળી આવી તેને હુ શરણે રહુછું;
હવાં મુખથી હું વદુ રાખો પાળી, ભાગો દુખ ભક્તો. ૬
સદા જે સદા જે કહી બોલું વાણી, વેદાદિ વખાણે આરાસુરી રાણી;
મુની આવેછે માતને મન ભાળી, ભાગો દુઃખ. ૭
જપે જાપ તારો સદા જે ભવાની, તેને દુખ વ્યાધી કદીના થવાની;
વદે ગણુપત આપો મા મુજ લાલી, ભાગો દુઃખ ભક્તો તણા મા દયાળી. ૮

**ભદ્રકાળીનો ગરબો.**

ગુણ ગણપત લાગુ પાયરે, વીનતી ધરજોરે;
માત સરસ્વતી તમ પરતાપ, ભંડાર મુજ ભરજોરે. ૧
આવે નવરાત્રીના દીનરે, શોભા ઘો સારીરે;
ગાય વૃદ્ધ જોબન ને બાળ, લે હાથે તાળીરે. ૩
રૂડુ રાજનગરનું આજરે રાજ રૂડુ ચાલેરે;
રૂડા અંગરેજ લોક છે તાજ, ચારખુટ માહાલેરે. ૪
મંમાયા મોહોટી માહાકાળીરે, નજરે દીઠીરે;
કરે ગરીબ લોકના કામ, શીકારે ચીઠીરે. ૫
વળી અંબા આરાસુરી રાયરે, આવે તેને ઘેરરે;
મળી બહુચરા તુળજા સાથ, કરે લીલા લેહેર રે. ૫
મળી સર્વે માતાઓ ગાયરે, ગરબો કેવો રે;
જાણે તરે તરેનો સ્વાદ, મીષ્ટ લાગે મેવો રે. ૬
શહેર સમીપે સાબરનું નીરરે, નાવાને જઇએ રે;

સ્વચ્છ નાઈ ધોઇને ત્યાંય થાઓ, દ્વીજ દાન દેઇએ રે ૭
દ્વીજ બેઠા જપે જપમાળરે, ભસ્મ અંગ ધારી રે;
ઘણાં કાચલાં કોડીયાં પાસ; જળની ઝારી રે. ૮
અંમાયાનું મોટું ધામરે સેરના માંહીરે;
ભદ્રકાળી ન દુઃખ દે લગાર, સૌ જાય ત્યાંહી રે. ૯
આવે ગરબા ગાતા મા દ્વારરે, નૌતમ નરનારી રે;
એની આશા પુરે અંબા માય, મોટી મા કાળીરે. ૧
મેતો માજીનાં દરશણ કીધાંરે, મંન થયું રાજીરે;
તારો ભક્ત કરે છે ભજન, મુખથી ગાજીરે. ૧૧
નીત્ય ધરતાં નવાં નવાં રૂપરે, માજી આપો આપરે;
માથે ધરા છે સોળ સણગાર, ટીલડી લલાટરે. ૧૨
માતો વસીયા છે ભદ્રની માંયરે, ભદ્ર ભયંકારીરે;
કાળાગૃહ દીસે છે પાસ, ચોકી પેરા હારીરે. ૧૩
ઊગારે આવે છે સૌને માતરે, આ ભદ્રકાળીરે;
સૌ દરસણ કરવા જાય લઇ, હાથે તાળીરે. ૧૪
જે ગરબો સીખે સુણે ગાયરે, તેને બલીહારીરે;
તેની આસા પુરે અંબેમાય, દુષ્ટ નાખે મારીરે. ૧૫
સંવત ઓગણી ઓગણ પચાસરે, આસો માસ આવેરે;
સુદ અષ્ટમીને બુધવાર, ગણપત ગાયેરે. ૧૬

**રાગ મહાડની દેશી**

જોઇ અંબા માજી, રાખે છે રાજી, કરે ના કરાજી, રહુ તેથી ગાજી;
સદાય સાય કરો. ટેક.
આરાસુરમાં અંબા બીરાજે, ભક્તોની કરતાં સાય;
માન સરોવરં નાય તેના પ્રાશ્ચીત સગળાં જાય. જોઈ. ૧

માટે સમરો અંબે માને, કાઢેછે સર્વે દુખ;
ભક્તોની અંબા માવડી છે, સદાય માજીથી સુખ. જોઈ. ૨
નજરે મેતો પારખુ દીઠું, અંબે માનુ આજ;
દીવસમાં ત્રણ રૂપ ધરેછે, દૈત્યની ઉપર દાઝ. જોઇ. ૩
નાગરની તુ માવડી મા, આપો નાગરને સુખ;
હુકમ કરે તો આવીએને, જોઇયે માજીનું મુખ. જોઇ. ૪
રાજનગરમાં આવીને રહુ છું, તારા ભક્તની પાસ;
ભક્તની ભીડ અંબા ભાગે, પોતે આપો આપ. જોઇ. ૫
સંવત ૧૯૪૯ પચાસે, રૂડો માઘજ માસ;
મોડાસેથી તે દીન આવ્યો, તારા ભક્તની પાસ. જોઈ. ૬
સ્ત્રી પુરૂપ બે આવીમાંને, રહાંતાં એમને ઘેર;
એ ઘરના પરતાપથીરે, થઈ છે લીલાલેર. જોઈ. ૭
વીપ્ર વડા નાગર ન્યાતી, બાલાભાઈ જેનું નામ;
અંબે માનુ ભજન કરે છે, કરે અંબા તેનું કામ. ૮
હું મુખથી વચન વદુ છું, પોંચાડ મનના કોડ;
બાલાભાઇને અંબા આપે, અંખડ પુત્રની જોડ. જોઈ. ૯
ગણપત દાસની વીનતી મા, રાખો રૂદયા મહાંય;
તારા ભક્તની મેહેરથી મા, સદાય સીતળ છાંય. જોઈ. ૧૦

**ભજન.**

સદાયે સાહ્ય કરો.
બાળા દેવી સદાય સાય કરો. ટેક.
બાલ તમારો કરે છે વીનતી,
ભાલ તીલક ધરો. બાળાદેવી. ૧
ઈતની અરજ સુન અંબા મોરી,

જય જય મુખ ઓચરો. બાળાદેવી. ૨
દાસના દાસ કરે છે વીનતી,
સીરપર હસ્ત ધરો. બાળાદેવી. ૩
ગણુપતદાસની વીનતી સુણીને,
અખંડ ભંડાર ભરો. બાળાદેવી. ૪

---

## ભુલી ભમે છે ભામની એ રાગ.

અરજ સુણોને આરાસુરી, રાખો શેવકની લાજજી;
આ અવસર આવી તમે, કરો શેવકના કાજજી. ટેક.
સાહ્ય કરો આઇ અંબીકા, સેવું ચરણ હો માતજી;
શરણે રહુ સાચા દીલથી, પુજું પારો આ જાતજી. અર. ૧
સંવત ઓગણી ચાળીસ મા, ક્રશ્ન પક્ષ કહેવાયજી;
ચૌદસ શાવણ સંગમા, આવી પુજ્યુછું પાયજી. અર. ૨
હવન કરૂ આ રાતમાં, માજી તમ પ્રતાપજી;
હુકમ લાવું રાણાજી તણા, દસક્ત મોહોરને છાપજી. અર. ૩
મંડપ મહાલ તો આવીને, જસ રાજની મહેરજી;
અહો માજી તારા પ્રતાપથી, કરતો આણંદ લહેરજી. અર ૪
વડનગરો નાગર હુતો, તારો દાસ કહેવાઊજી;
અઠાવીસની સાલથી, હુતો ચાચર આવુંજી. અર. ૫
હવન પુજન થાળ આરતી, કરૂ માજી ને સદાયજી;
ખાંપણુ ખોડ આવી નથી, એમ સંગ સહુ ગાયજી. અર. ૬
આ અવસર આતે સું થયુ, અભીમાનને લોકજી;
પરંમાનંદને મોતીભાઇયે, કીધો મારાપર કોપજી. આર. ૭

હેવે સમે કઊતક ઊપન્યુ, મારાથી અજાણજી;
પુજન કરાવું સહુ સંગને, રાખી એકજ પ્રાણજી. અર. ૮
શેવક કંકુ ચડાવતા, રાખે પરસાદી માટજી;
રાખીયું પાલાશ પત્રમાં, મુકયું માજીની પાસજી. અર. ૯
સુનું રૂપુ દ્રવ્ય રોકડું, અરપણ કરે સહુ જનજી;
તે લઈ છાબમાં મુકતા, પડયું પાત્રમાં તે દીનજી. અર. ૧૦
કંકુ પાત્રમાં મુકાઇ ગયા, રૂપૈયા દસ બારજી.
કંકુ તે ઉપર મુકાઇ ગયુ, અજાણે તે વારજી. અર. ૧૧
પખાળવા મંડપ પાદુકા, વેળા થઈ સંધ્યાકાળજી;
થાળ આરતી કરી નીકળ્યા, દેખાડી પંચને તતકાળજી. અર. ૧૨
પચ લોકો જોઈ મંદીર ગયા, સંભાળવા ચડતલજી;
ત્યારે આવ્યો જમવા થળે, જમી ઊઠયો તે પળજી. અર. ૧૩
જનસુદ આવ્યો બોલાવવા, છે બાલાજી કહાંયજી;
થાણદાર બોલાવે આપને, બેઠા ડેરામાં ત્યાંહજી. અર. ૧૪
પરમાનંદને મોતીભાઈને, ક્રોધ ચડયો અપારજી;
ઇજત લેવાનું ધારીયું, સેવકની આ વારજી. અર. ૧૫
જુબાની લઈ કેસ આદર્યો, કર્યો મુને ગુનેગારજી;
ધમકી દઈ મને પુછયું, હવે એ કયાં જનારજી. અર. ૧૬
હેવે સમે પાસ આવીયાં, મંડપમાં ધાઇજી;
પડપંચ શુ થયો મંડપે, મોટા ત્રીકમભાઇજી. અર. ૧૭
જોયું ગવાળામાં જઈ, તેમણે તતકાળજી;
આજુ બાજુ જોવા માંડીયું, માથે રાખી સંભાળજી. અર. ૧૮
હેવે સમે કંકુ પાત્રથી, દસબાર રૂપૈયાની થોકજી;
તેમાંથી લાવીને આવીયા, તે રખા મુકી પોકજી. અર. ૧૯

પાછા કોપે થઇ બોલીયા, ત્રીકમજી કર્યા પડપંચજી;
પણ માતાજી દેખરેખ રાખે છે, તે દાસને ન આવે આચજી. અ. ૨૦
કુડ કપટની અંબા નથી, સાચા દીલની છે માયજી;
તે કેમ આણે દોહલું, જુઠાની એ કાળજી. અર. ૨૧
હેવે સમે અંબા આવીયા, અર્ધ નીસા શમયજી;
શામ કીધાં મુખ તેહનાં, કીધી માતાયે મહેરજી. અર. ૨૨
કલપાંત કરે સહુ સંગમાં, રમે ચાચર ન કોયજી;
બાલાજી આવે તે સમે, ચાલુ ભવાઇ હોયજી. અર. ૨૩
ભાદરવા સુદ એકમે, થયો આવો બનાવજી;
સાચા દીલથી સેવે નાગરો. પુરવથી છે ભાવજી. અર. ૨૪
અંબાના દાસને રીબાવીયો, તેથી માજી અકળાયજી;
એ પરમાનંદને ઊડાવીયો, સોસી લીધો તતકાળજી. અર. ૨૫
મોતીભાઈ થયા દુખીયા, પીડાયા બહુ સાલજી;
સેવકની નીંદા જે કરે, તેના થાય આ હવાલજી. અર. ૨૬
અંબા પુજે આણંદ કરે, થાય દરબારની મહેરજી;
શું કરે નોકર ચાકરો, ઝાંખાં રહે થઇ ઘેરજી. અર. ૨૭
દરબાર ડંકો દેશમાં, અખંડ રહો આ રાજજી;
બાલાજીને લાડ લડાવતા, ચાચર જસ રાજજી. અર. ૨૮
નાગરની કુળદેવી છે, તે કેમ છોડી જાયજી;
કાયાયે કષ્ટજ પામતા, આવી પુજે અંબાયજી. અર. ૨૯
આસો માસે આણંદથી, કીધો હુકમ રાયજી;
શાવણુ સંગ છે માતનો, તેનું દાણુ છે માફજી. અર. ૩૦
ત્રીકમજીને હુકમ આપીયો, છાપી અંબાની છાપજી;

છપાવી દોને ચોપાનીયે, તમે જઇ આપો આપજી. અર. ૩૧
શાવણ સંગ અરજ કરે, કાને ધરે રાજનજી;
સુણી અરજ વંહારે વળે, રાખે સહુના મનજી. અર. ૩૨
જસરાજજી જસવંત છો, રાખો બાલાજીપર વહાલજી;
આવે શાવણ કેરા સંગમાં, કહેછે અંબાના લાલજી. અર. ૩૩
જેવું થયું તેવું ગાયુંછે, આવી ચાચર માંહજી.
જસવતસિંગની મહેરથી, આણંદ ઓછવ થાયજી. અર. ૩૪

---

### રાગ વણઝારો.

આરાસુરી કરો સુખસાતા. એ રાગ.

દેવી દરશણ કરવાને, હું આવું ચાચર માને. ટેક.
કરવા દરશણ હુ આવું, ભાવે પુજાપો લાવુંરે;
પરસાદ માને ધરવાને. હુ આવું. ૧
જઇ માનસરોવર નાઊ, દેહ સુધી નીરમળ થાઊરે;
પછી આવું માત પુજવાને. હુ આવું. ૨
શાવણ વદ ચૌદસે આવું, હુ નાગર બ્રાહ્મણ કહેવાવુંરે;
અંબામા ચીત હરવાને. હુ આવું. ૩
મુને કરજો સાહ્ય ભવાંની, મારી રાખો અવીચળ વાંણીરે;
કહે કેસર રસ માજી પાને. હુ આવું. ૪



# જાહેર ખબર.

આપવામાં આવે છે જે, આ દેવી દર્શણની ચોપડીની પહેલી આવૃતી છપાવી બહાર પાડી છે. તે સ્વીકારશો. માતાજીના સ્મરણમાં મને સુજ્ઞ લોકોથી મદદ મળવાની આશા છે કે જેથી હું આવતી સાલ બીજી આવૃતી છપાવી જગદંબાને વીદીત કરૂં. હેવી આશા છે.

૧ શ્રી અંબિકેંદુ શેખર કાવ્ય જેમાં સરવે દેવીઓના ગરબા, સ્તોત્ર, રાગ રાગણી વિગેરેથી ભરપુર છે. તે પુસ્તક મારે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

ટપાલ ખર્ચ બે આના જુદુ. ચોપડીની કીંમત રૂ ૧) છે.

૧ વેદોક્ત તૈત્રી શાખાનો રૂદ્રાભીશેક, વેદોક્ત પુજન સાથે. કીં. રૂ ૦ા ટપાલ ખરચ ૦)~

૧ મંગળાષ્ટક. કીં. ૦)=

શેવક. વોરા. કેસરપ્રસાદ મોતીનાથ અમદાવાદ લાખા-પટેલની પોળમાં સાંકડી શેરીમાં તથા ચિત્રોડા નાગર ગણપતરામ હરગોવંદને ત્યાંથી રોકડી કીંમતે મળશે.

ઠે. અમદાવાદ. ગુસાપારેખની પોળમાં.